

# રૉયલ નાટક મંડળી.

# ભાગ્યોદય.

નાટકનાં ગાયનો અને ટુંક સાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર
રૉયલ નાટક મંડળીના માલેકો, મુંબાઇ.

લેખકઃ—
રા૦ રા૦ મૂળશંકર હરીનંદ મૂળાણી.

ડાયરેક્ટરઃ—
મી૦ સોહરાબજી મેહરવાનજી કાત્રક.

શ્રી જૈન એડવોકેટ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦



સને ૧૯૨૨

કીમત ચાર આના.

# નાટકના મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

રાયમલ...............ચિતોડનો રાણો.

સંગ
પૃથુરાજ
જેમલ } ................રાણા રાયમલના દીકરા.

પ્રભુરાવ...............શિરોહીનો રાજકુંવર.

આદિતરાવ............પ્રભુરાવનો બાપ.

સુરતન................ટાંકટોડાનો રાવ.

લીલો.....................ટાંકટોડાનો નવાબ.

વિદ્યાધર................તરંગી બ્રહ્મચારી

ચિમનીયો............વિદ્યાધરનો નોકર.

મોટાશા.................એક બુઢ્ઢો વ્યાપારી વાણિયો.

છોટાશા.................મોટાશાનો દીકરો.

હરખો કુંભાર
લંપટસિંહ } ........ચંદ્રમુખીના હાથના ઉમેદવારો.

## સ્ત્રી પાત્રો.

સુભદ્રા..............સંગની સ્ત્રી શ્રીનગરના રાજાની પૂત્રી.

તારા...................પૃથુરાજની સ્ત્રી રાવસૂરતનની પૂત્રી.

યશોધરા...............પ્રભુરાવની સ્ત્રી રાયમલની પૂત્રી.

વાદળી.....................વેશ્યા ગુજરાતના શાહની જાસુસ.

ચંદ્રમુખી.............વિદ્યાધરની બ્હેન.

ચકોરી....................ચંદ્રમુખીની દાસી, ચિમનીયાની બ્હેન.

ચારણ, શ્રીનગરનો રાજા, સૂરજમલ, દરબારીઓ, નાચનારીઓ, વગેરે વગેરે.

# ભાગ્યોદય.

## નાટકનો ટુંક સાર.

---

દરેક માણસ સુખ મેળવવા સતત ઉદ્યમ કરે છે. પણ તેને સુઝે છે જ એવો ઉદ્યમ કરવાનું કે જેથી તેના નસીબમાં હોય તેવું સુખ કે દુઃખનું ફળ આવીને ઉભું રહે. આ સૌના અનુભવની વાત છે. દેખાય છે માણસ પોતાની બુદ્ધિથી કામ કરતું પણ તેને તેમાં દોરે છે ભાગ્ય ભાગ્યની એ સત્તા દેખાતી નથી પણ ઘણાં બળવાળી છે. અને જેમ તે દરેક માણસને વશ રાખે છે, તેમ આખી પ્રજાની ચડતી પડતી પણ એજ ભાગ્યની સત્તા વડે થાય છે. ભાગ્યની આ દૈવી બળને કથાનક તેમજ પાત્રોથી સિદ્ધ કરવાનો પ્રયત્ન આ નાટકમાં કર્યો છે.

### નાન્દી.

સુત્રધાર અને નટી વચ્ચે વાત થતાં, નટી " ભાગ્યે જે લખાયુ જરૂર છે થવાનું " ઇત્યાદિ વાક્યોથી આગળ ચર્ચાવાના વિષયનું સુચન કરે છે.

### અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો**–રજપુતસ્થાનમાંનાં ટાંકટોડાના રાવ સુરતનને લીલાપડાણે હરાવી તેની ગાદી જીતી લીધેલી. રાવે તે પાછી મેળવવા ઘણા પ્રયત્ન કર્યા પણ તેનુ કંઇ ચાલ્યું નહીં, તેને એક તારા નામની દીકરી હતી. બાપનું દુઃખ ટાળવા અને તેને મદદ કરવા માટે તારા યુદ્ધ કળા, ઘોડેસવારી, શિકાર કરવો વગેરે શીખી અને પુરૂષ પોષાક પેહરી બાપની સાથે લીલાની સામે લડવામાં સામેલ થઇ. બાપ દીકરીના એવા એક પ્રયત્નથી આ નાટકની શરૂવાત થાય છે. લીલા સાથેની લડાઇ પુરી થઇ છે. સુરતનનાં લશ્કરનો નાશ થયો છે. રાત્રીના અંધકારમાં,

બેભાન બાપના શરીર પાસે એકલી તારા ઉભેલી છે તે બાપને મરેલો સમજે છે. અતિ દુઃખ અને નિરાશાથી તેની છાતી ફાટ ફાટ થાય છે. અને બેભાન બાપનાં શરીર ઉપર હાથ મુકી તે પ્રતિજ્ઞા કરે છે કે તમારા શત્રુને મારશે અને તમારાં રાજ્યને અને રાજ્યની પ્રજાને તેના જુલમથી છોડવશે તેને પરણીશ. આ પ્રતિજ્ઞા છુપે વેશે ચર્ચા જોવા ફરતો લીલો સાંભળે છે. તે તારાને ઓળખી જાહેર થાય છે એટલે બેઉ વચ્ચે યુદ્ધ થાય છે અને ચાલાક તારાના ગુસ્સામાંથી બચવા અંધારાનો લાભ લઈ લીલો નાસી જાય છે. તારા પાછી આવતાં તેને પોતાનો બાપ જીવતો હોવાની ખબર પડે છે. તેથી તેને અતિ આનંદ થાય છે.

**પ્રવેશ ૨ જો**—રસ્તામાં ચંદ્રમુખી અને ચંકારી વચ્ચે ચકમક ઝરે છે, ત્યાં વિદ્યાધર અને ચિમનીયો આવી ચડે છે. એટલામાં પાંચ બાયડીને પહોંચાડી છઠ્ઠીની શોધમાં નીકળી પડેલો મોટાશા આવે છે. મોટાશાની પાછળ પડેલો છોટાશા પણ ત્યાં આવી છુપાય છે. ચંદ્રમુખી પોતાના સ્વયંવરમાં આવવાની આમંત્રણ–પત્રિકા મોટાશાને આપવાનું ચિમનાયાને કહી ચાલી જાય છે. મોટાશા ખુશી થતો જાય છે. છોટાશા પણ પોતાને માટે બાયડી પરણવાની યુક્તિ શોધતો મોટાશાની પાછળ જાય છે.

**પ્રવેશ ૩ જો**—આખાં હિંદના ભાગ્યમાં આ વખતે એક મોટો ફેરફાર થવાનો હતો. દીલ્લીની ગાદીએ લોદી વંશનો અમલ પૂરો થવા આવ્યો હતો અને આખાં હિંદને પોતાની સત્તા નીચે લાવનાર મહાન મોગલ વંશનુ રાજ્ય શરૂ થવાનું હતું. એ વિનાશમાંથી જાણે રજપુત જાતિને બચાવવા માટે હોય, તેમ મેવાડના રાણા રાયમલને ત્યાં બે પુત્રો ઉત્પન્ન થયા. મોટો પાટવી કુંવર સંગ અને તેનાથી નાનો પૃથુરાજ. સંગ શુરવીર છતાં

ધીરો અને દીર્ઘ દ્રષ્ટીવાળો હતો. એક મહાન રાજાને જોઇયે તેવા બધા ગુણો તેનામાં હતા. હિંદનું બળ એકત્ર કરી આવતા મુગલના વેગને ખાળનાર તરીક હિંદની ભાગ્યદેવીએ તેને નિર્માણ કર્યો હતો. પણ એ બળ સહેલાઇથી એકત્ર થઇ શકે, સ્વદેશને માટે લાખો માણસો પોતાનાં લોહી રેડવા દોડી જાય, એ સ્થિતિ ઉત્પન્ન કરવા ભાગ્યદેવીએ પૃથુરાજને નિર્માણ કર્યો હતો. પૃથુરાજ ખરેખરો વીર હતો. એ નિડર અને સાહસીક હતો. જ્યાં જતો ત્યાં વિજય મેળવતો. એનું નામ શુરવીરોને અતિ પ્રિય થઇ પડયું. એણે થોડાજ વખતમાં મેવાડને હિંદુસ્તાનમાં શિરોમણી બનાવી દીધું એવા પરાક્રમી પુરૂષને પોતે ચીતોડની ગાદીને યોગ્ય છે એમ થાય તો તેમાં નવાઇ નથી. એમ થતાં સંગ અને પૃથુ વચ્ચે કાયમ તકરાર થતી. સદા રહેતો કુટુંબ કલેશ મટાડવા સંગે કહ્યું કે આપણે ચારણી માતા પાસે જઇયે અને તે કહે તે મેવાડનો રાજા થાય. તેપરથી તે બે ભાઈ ચારણીના મંદિરમાં આવે છે; તેમાં પૃથુ સારા આસન ઉપર બેસે છે ને સંગ નીચે વ્યાઘ્ર ચર્મ ઉપર બેસે છે. ચારણી કહે સંગ રાજગાદીનાં ચિન્હ ઉપર બેઠો માટે તે ગાદી ભોગવશે. એ પરથી પૃથુ તેને મારવા જાય છે. એટલે સંગ દેશ છોડી ચાલ્યો જાય છે. એટલામાં રાયમલ આવી પૃથુને તેની ઉદ્ધતાઇ માટે ઠપકો આપે છે અને છેવટ કહે છે કે તારૂં અભિમાન હજી મટતુ ન હોય તો પરદેશમાં જઈ કમાઇ ખા. એપરથી પૃથુરાજ પણ ત્યાંથી ગોદવાડ તરફ ચાલ્યો જાય છે. રાયમલ રાણાને એક ત્રીજો દીકરો જેમલ નામનો હતો. તેણે તારાએ કરેલી પ્રતિજ્ઞાની તેમજ તેના રૂપની વાત સાંભળેલી તેથી તેના બાપને તેનું રાજ્ય પાછું જીતી આપી તારાને પરણવાની ઇચ્છાથી તે પણ આ વખતેજ જાય છે.

**પ્રવેશ ૪ થો**—તારા અને તેની સખીઓ વસંતની ચર્ચા કરે છે ત્યાં જેમલ આવે છે અને તારાના રૂપથી મોહીત થઇ ગમે તેવાં વચનો બોલવા માંડે છે. એ સાભળી તારા ગુસ્સે થાય છે અને સુરતન જેમલને તારાની આબરૂ ઉપર ગયેલો માની મારી નાંખે છે.

**પ્રવેશ ૫ મો**—પૃથુરાજની બેન યશોધરા શિરોહીના રાજકુમાર પ્રભુરાવને પરણેલી. તે એક વાદળી નામની વેસ્યાના છંદમાં ફસાઇ યશોધરાને દુઃખ દે છે. પ્રભુરાવના માંદા બાપથી એ ન ખમાતાં તે પ્રભુરાવને ઠપકો આપે છે તેથી શરમાઇ યશોધરાને ફરી ગૃહણ કરે છે.

## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો**—ચારણીના મઢમાંથી જેમલ તારાને પરણવા જાય છે ત્યારે તેને પાછો વાળવા તેની પાછળ સુરજમલ જાય છે. રસ્તામાં તેને તેના કાકા સારંગદેવ મળે છે. જેમલે અને પૃથુરાજે છુટા પડયા પછી શું શું કર્યું તે વિશે બેઉ વચ્ચે વાત થાય છે. અહીંથી સુરજમલ તારાના બાપને ત્યાં જાય છે. ત્યાં તેને જેમલના મરણની ખબર પડવાથી તે તારાને ને તેના બાપને પકડી ચીતોડ લઇ જાય છે.

**પ્રવેશ ૨ જો**—સંગ શ્રીનગરના રાજાને ત્યાં છુપે વેશે નોકરી રહ્યો છે પણ ત્યાંની રાજકુંવરી સુભદ્રાને તેના ઉપર પ્રીતી થઇ છે. રાજકુંવરી બાગમાં ફરવા આવી છે, તેનું રક્ષણ કરવા રાજાએ સંગ અને તેના બે સોબતીઓને મોકલ્યા છે. સંગ ઉંઘી જાય છે ત્યાં એક નાગ નીકળી તેની ઉપર છત્રની પેઠે ફેંણ ધરી બેસે છે, એ ચિન્હથી રાજકુંવરી તેને કોઇ મહાન સખ્શ ધારે છે. અહીં બેઉ વચ્ચેનો પ્રેમ પ્રગટ થાય છે અને સંગ પોતાની ઓળખાણ આપે છે.

**પ્રવેશ ૩ જે.**—ચંદ્રમુખીને વરવાની આશાએ, સ્વયંવરમાં હરખો કુંભાર, લંપટસિંહ, છોટાશા તથા મોટાશા આવે છે. બાદ ચંદારી, ચંદ્રમુખી અને વિદ્યાધરનું આવવું. ચિમનીયો ચંદ્રમુખીને સર્વની ઓળખાણ કરાવે છે. ચંદ્રમુખી તે પછી સર્વની પરિક્ષા લે છે. પરિક્ષામાં સર્વ નાપાસ થાય છે. ચંદ્રમુખી હવે તો જે પરાક્રમ કરી દેખાડે તેનેજ પરણવાનો પોતાનો ઇરાદો જાહેર કરે છે. હરખા અને લંપટની નીરાશા! બાદ સર્વનું જવું.

**પ્રવેશ ૪ થો.**—રાયમલ રાણો પોતાના ખાનગી મુંદરબારમાં બેઠા છે. ત્યાં સુરજમલ તારા અને તેના બાપને જયમલના ખુની તરીકે રજુ કરે છે. જયમલના મરણની ખબર જાણી રાયમલને ઘણું દુઃખ થાય છે; પણ તે દબાવી ન્યાય આપવા બેસે છે. આખી રાજસભાનો એવો મત થાય છે કે સુરતને મોટો ગુન્હો કર્યો છે માટે તેને મારી નાંખવો જોઇયે. એ સ્થિતિ જોઇ તારા આગળ આવી રાયમલને પૂછે છે કે "ક્ષત્રિય કુલરાજ, દોલત. જમીન, કુટુંબ, જીંદગી ને આબરૂ, એ પાંચમાંથી આપને સૌથી વધારે વહાલું શું ?" અને રાણાની પાસેજ બોલાવેછે કે "સૌથી વધારે વહાલી આબરૂ." અને દલીલથી એ સાબીત કરાવી રાજ્યની તેમજ સ્ત્રી જાતીની આબરૂને માટે લાખો શુરવીરોએ પોતાના ભોગ આપ્યા છે એ વાત દ્રષ્ટાંતોથી તેને યાદ કરાવે છે. રાજાના મન ઉપર એ છાપ પડેલી જોતાં તેની પાસે ખુલાસો કરવામાં આવે છે કે અમારાં કુળની આબરૂને તેમજ સુતારાની આબરૂને કલંક લાગે એવું તમારા એ દીકરાએ વર્તન કરવાથી તેને મારવો પડયો. એ સાંભળતાં રજપૂત કુળના ગૌરવને ઓળખનાર રાયસિંહ વેર ભુલી જઇ; પોતાના દીકરાના ઘાત કને ઉલટો શિરપાવ આપે છે, અને તે મેવાડના

એદનુર ગામમાં આવી રહેલો, ત્યાંની વંશપરંપરાની જાગીર તેને આપે છે.

**પ્રવેશ ૫ મો**—પ્રભુરાવનો બાપ ગુજરી ગયો છે. તે પછી વાદળી આવી પરાણે પ્રભુરાવને ભળે છે ને ફરીથી પોતાની લપટમાં લે છે.

**પ્રવેશ ૬ ઠો**—હવે પૃથુરાજ તારાને પરણવા તૈયાર થાય છે. એટલા માટે તેના બાપને મળી લીલા ઉપર ચડાઇ લઇ જવાની ગોઠવણ કરવા તે એદનુર ભણી જાય છે. અહીં તારાને લીલો આવ્યાના સમાચાર મળવાથી તેની ખાતરી કરવા પુરૂષ વેશે નીકળી છે. રસ્તામાં પૃથુરાજ એક હરણ ઉપર તીર ફેંકે છે, તેને તારા વચ્ચેથી કાપી નાખે છે. એથી બેઉ વચ્ચે તકરાર થાય છે. ત્યાં તારાને એ વીર પૃથુરાજ છે અને પોતાને વરવા આવેલ છે એ વાત સમજાય છે. તેથી તેની મજાક કરે છે ને આખર ઉઘાડી પડતાં બેઉ વચ્ચે પ્રીતી થાય છે. એટલામાં સુરતન અને તેને મારવા તેની પાછળ પડેલો લીલો દેખાય છે. પૃથુરાજ તીર મારી લીલાને મારી નાંખે છે. એટલે અહીંજ સુરતનને પોતાનું રાજ્ય મળી ચૂકયા બરોબર થાય છે. તેથી તે પૃથુ તારાનો હસ્ત મેળાપ કરી આપે છે. અને રાજ્ય કબજે લેવા બધાં ટાંકટોડા ઉપર ચડી જાય છે.

**પ્રવેશ ૭ મો**—સંગ અને સુભદ્રાના લગ્ન થાય છે, ત્યાં પૃથુ આવે છે ને લગ્ન અટકાવવા તથા સંગ સાથે લડવાની માગણી કરે છે. સંગ તેમ કરવા તૈયાર થાય છે પણ સુભદ્રા વચ્ચે આવી પૃથુને સમજાવે છે કે તાજ મેળવવા તમે ભાઇનો ઘાત કરવા પણ તૈયાર થયા છો તે તાજ તમારા ભાગ્યમાં હશે તોજ તમને મળશે. પૃથુ કહે હું પુરૂષ પ્રયત્નને માનું છું. ભાગ્યને માનતો નથી. એટલે બેઉ વચ્ચે ભાગ્ય અને પુરૂષાર્થ સબંધી તકરાર થાય છે.

તેમાં અનેક દાખલા દલીલોથી પ્રારબ્ધ પુરૂષાર્થ કરતાં ભાગ્ય બળવાન છે એમ સાબીત કરે છે અને પૃથુને મ્હાત કરે છે. પણ પૃથુ લડવાની વાત છોડતો નથી. એટલે સુભદ્રા એક પહેલાં બનેલા બનાવની યાદ આપે છે. એક વખતે હરામખોરો પનઘટ ઉપરથી સ્ત્રીઓનાં ટોળાંને હરી જતા હતા તે વખતે પાછળ પડી પૃથુએ તેમને નસાડી સ્ત્રીઓને બચાવી. પણ ગભરાયલાં બધાં નાસી ગયાં ને ઘાયલ થઇ મુર્છિત થઇ પડેલ પૃથુની સારવાર કરનાર કોઇ ન રહ્યું. એ વખતે તેના પ્રાણ જાત. પણ દૈવયોગે સુભદ્રા ત્યાંથી નીકળી અને સારવાર કરી તેને મરતો બચાવ્યો. એ ઉપકારના બદલામાં પૃથુએ તેને બેન માની પોતાની એક વીંટી યાદગીરી દાખલ આપેલી. આ હકીકતની યાદ આપતાં ને વીંટી બતાવતાં પૃથુ નરમ થઇ જાય છે. પણ પૃથુ એક વચન માગી લે છે કે જો સંગને માથે મેવાડનો રાજ્ય મુગટ મુકાય તોજ સુભદ્રાએ તેને પરણવું. સુભદ્રા એવું વચન આપે છે.

## અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**—પૃથુરાજનાં પરાક્રમોમાં તારા સદાય ભાગ લેતી. એક વેળા પૃથુના એક અતિશય વેરી સાથે તેમનો ઓચિંતે મુકાબલો થાય છે. તારાએ વેરીને મારી તેનું માથું કાપી લઇ એકલી ઘેર આવે છે, પાછળ પૃથુ ગોતતો આવેછે. એટલે તારા વેશ બદલી તેની પાસે માથું રજુ કરે છે પછી તેનો પ્રેમ માગે છે અને બનાવે છે. છેવટ ખુલાસો થાય છે. એટલામાં ખબર આવે છે કે સંગ ચીતોડ ગયો તેથી પૃથુ ઉશ્કેરાઇ ત્યાં જવા ધારે છે. અદૃષ્ય અવાજ આવે છે ભાગ્યે ધાર્યું હશે તેજ થશે. પણ તેની દરકાર ન કરતાં તે જવા માંડે છે. ત્યાં તેની બેન પદ્મીશ્વરાનો કાગળ આવે છે કે હું બહુ દુઃખી છું. આવીને બચાવ. તારી વાટ સાત દિવસ જોઇશ ને પછી

આપઘાત કરીને મરીશ. આમ ધર્મ સંકટ આવવાથી તે બેનના ઘર તરફ એટલે શિરોહી જવા નીકળે છે. અને તારાને કહે છે કે તું ચીતોડ જા ને રાજમુગટ સંગના હાથમાં ન જાય એમ કર.

**પ્રવેશ ૨ જો**—વાદળીએ ઉશ્કેરેલો પ્રભુરાવ યશોધરાનું વધારે અપમાન કરવા આવે છે અને તેને હાથે વાદળીને કસુંબો પીવરાવવા જાય છે. પણ યશોધરા પાતી નથી એટલે તેને ચાબખે ચાબખે મારે છે. એટલામાં પૃથુ આવી પહોંચે છે. બાયલો પ્રભુરાવ ગભરાઈ તેની પાસે કરગરે છે અને યશોધરા પાસે પણ કરગરીને માગે છે કે તારા ભાઈને સમજાવ કે મને બચાવે. બેનના સમજાવવાથી પૃથુ પ્રભુરાવને છોડે છે અને વાદળીને ગામ છોડી જવા હુકમ કરે છે.

**પ્રવેશ ૩ જો**—ચંદ્રમુખીને પરાક્રમ કરી દેખાડી પરણી જવા મોટાશા શિકારીના વેષમાં આવે છે, અને વાઘના ચામડાની અંદર ઘાસ ભરી, ચિમનીયાની મદદથી એને ઘસડી લાવે છે. દુર્ગાપૂજન કરી પાછી ફરતાં ચંદ્રમુખી ચકોરી સાથે ત્યાં આવી ચડે છે. મોટાશાએ આ પરાક્રમ કરી દેખાડયું તેથી હવે ચંદ્રમુખીના હાથની માગણી કરે છે, એટલામાં મોટાશાની પાછળ પડેલો છોટાશા ચંદ્રમુખીને પરાક્રમ કરી દેખાડવાની ઉલટમાં પોતાના બાપ મોટાશાને તથા ચિમનીયાને કેદ કરે છે. વિદ્યાધર આ ધામધુમ જોઈ ગભરાઈ નાસી જાય છે. મોટાશાનું પોકળ ખુલ્લુ થાય છે. ચંદ્રમુખી છોટાશાને પરણી જાય છે. ચકોરીના લગ્ન પોતાની સાથે કરી આપવા મોટાશા ચિમનીયાને એક હજાર સોનામહોર આપે છે. ચકોરી અને ચિમનીયો બન્ને ખુશી થાય છે.

**પ્રવેશ ૪ થો**—જેમલ મુવા પછી તેની મા પણ મરી ગઈ એથી રાણા રાયમલને ઘણો આઘાત થયો છે. તેને સ્વપ્નાં આવે છે. અને તેથી તેને તિવ્ર વૈરાગ્ય ઉપજી તે ઇચ્છે છે કે

આ મારો મુગટનો ભાર કોઈ પોતાને માથે ઉપાડી લે ને મને આ પ્રપંચથી મુક્ત કરે. એ વિચારમાં તે મુગટ જાણે કોઈને પહેરાવતો હોય તેમ કરવા જાય છે, પણ તે સંગ આવી નમીને ઉભો છે તેને માથે મુકાય છે. રાણો ચમકે છે. એટલામાં તારા આવી તે ઝુંટવીને લઈ જાય છે. રાણાને ખબર પડે છે કે મુગટ ન મળે ત્યાં સુધી સંગ પરણી શકે એમ નથી તેથી તે પૃથુ ઉપર ગુસ્સે થાય છે. પણ ચારણી પૃથુ મોતના ભયમાં છે એવું બતાવે છે. તેથી રાણો સંગ અને સુભદ્રા શિરોહી જાય છે.

**પ્રવેશ ૫ મો**—ચકોરી જે ચંદ્રમુખીની દાસી હતી તે હવે એની સાસુ થઈ તેથી ચંદ્રમુખી બળી મરે છે. ચકોરી ચંદ્રમુખી પાસે પોતાના પગની મોજડી સાફ કરાવે છે. ત્યાં વિદ્યાધર અને ચિમનીયો આવી ચડે છે. એટલામાં મોટાશાને કોગળીયો લાગુ પડ્યો હોવાથી હાય અફસોસ કરતો એ આવે છે; અને લાંબો થઈ પડે છે. ચિમનીયો વૈદ્ય પાસે દવા લેવા જાય છે. વિદ્યાધર ચકોરી-પર આશક પડે છે. ચિમનીયો આવે છે. ચકોરી ચિમનીયાને વિદ્યાધરની બદદાનત વિષે કહી બ્હાર નહાસી જાય છે. ચિમનીયો ચકોરીના વેષમાં આવી મોટાશાને દવા પાઈ વિદ્યાધરને બનાવે છે. એટલામા મોટાશાને શુદ્ધિ આવતાં ચિમનીયો મોટાશાને પણ બનાવે છે. એટલામાં છોટાશા તથા ચંદ્રમુખી આવે છે. ચિમનીયાને જોઈ ઘોંટાળો કરે છે. ચકોરી આવે છે. મોટાશા પણ સારો થઈ જાય છે. વિદ્યાધરનો વેષ ઉઘાડો પડે છે. ચિમનિયાને શાબાશી મળે છે. બધા વિદ્યાધરને ફીટકાર આપી કાઢી મૂકે છે.

**પ્રવેશ ૬ ઠો**—પ્રભુરાવ ઉપરથી પૃથુરાજની બહુ આગતા સ્વાગતા કરે છે. તેમાં એક પ્યાલામાં ઝેર ભેળી વાદળીને હાથે પૃથુને અપાવે છે એટલામાં રાયમલ આવી પ્યાલો

ખુંચી લે છે. ને પ્રભુરાવને ઠપકો આપે છે. તેમજ વાદળી ગુજરાતના શાહની જાસુસ છે અને મેવાડ ઉપરની પોતાની ચંડાઇમાં તમને આડા આવતા દુર કરવા તમને ઝેર આપવા અહીં રાખી છે. સંગે એ બાબત દુર બેઠે પ્રણુ ખોળી કાઢેલી. તે પત્રથી સાબીત કરી બતાવે છે. વાદળી જવાબ દઈ શકતી નથી. પ્રભુરાવ અને વાદળી પ્યાલામાં ઝેર છે એ વાત નામુંકર જાય છે. તેથી રાણો એમાંથી થોડું વાદળીને પીવરાવે છે. વાદળી મરે છે. મરેલી વાદળીને બતાવી પૃથુને રાણો કહે છે કે અત્યારે તારી આના જેવીજ દશા હોત. પૃથુ તે વખતે તારૂ બળને પરાક્રમ ક્યાં હોત? એમ યુક્તિ સર પૃથુના મનનું અભિમાન મટાડે છે. પ્રત્યક્ષ દષ્ટાંત અને દૈવ ઇચ્છાથી પૃથુનો પોતાના બળ વિષેનો મોહ મટે છે અને દીર્ઘદ્રષ્ટીવાળો સંગ રાજા થવાને વધારે યોગ્ય છે તેમ તેના મનમાં થતાં પોતાની બેનને હાથે ભાઇના માથા પર મુગટ પહેરાવે છે અને રાણો રાયમલ સંગ સુભદ્રાનો હસ્ત મેળાપ કરે છે. રાયમલની શીખવણીથી પ્રથુ ક્ષત્રી ધર્મનો ત્યાગ કરી તારા સાથે અજ્ઞાત રૂપે ધર્મ જીવન ગાળવાનું વ્રત લે છે.



# ભાગ્યોદય.

## નાટકનાં ગાયનો.

સુત્રધાર—આપો રમેશ સદા સુખ નીધી
વિમલ હૃદય મતિ પરિમલ નિરમલ
માગું જયારેથ શુભ નાટક તણી વિધી—આપો.
હિંદ ભુમીનું ભાગ્ય ઉઘાડો
ઉન્નતિનો પ્રભુ માર્ગ સુઝાડો
થાઓ સકલ ઉદ્યોગ તણી સિદ્ધિ—આપો.

૨

નટી—ભાગ્યેં જે લખાયું જરૂર તે થાવાનું,
લખે જે વિધાતા ન ફોકટ થાતાં,
કરો બળ સામે મિથ્યા તે જાવાનું—ભાગ્યેં.
માતુ ઉદરે જવ બંધાય તન આ,
એ દેહ માંહે પ્રવેશે જયાં પ્રાણનો જીવન આ,
ત્યાંથી છવાયે કેવું છે જીવન આ,
સમજોને શાણા, છે વેદનાં વચન આ.—ભાગ્યેં.

૩

ચંદ્રમુખી—મૂવા લોક જાને દહાડે દા'ડે અનાડી
જુએ નફ્ફટ થઈ આંખ કરી ભાડી—મૂવા.
હોય વરસ બારનો, કે સાઠના સુમારનો,
હોય જણ્યો મોચી, હજામ કે કુંભારનો.—મૂવા.

મૂખના ખોંખારથી, આંખના પલકારથી.
સાન કરી બોલાવે શ્વાન જેવા પ્યારથી,
ધીમેથી ખેંચતાં ચાડી.—મૂખ.

---

૪

રાયમલ—આંખો પર અંધારી પૂરે પુરી છવાઈ.
સત્તાતણાં ગુમાને બુદ્ધી એ ઉંધી સુઝે,
પીડો તમે, મારી મરે રૈયત રીબાઈ રે—આંખો.
આ રાંકડી રૈયત કદી સોંપી તમોને ઇશ્વરે.
એને પ્રીતીથી પાળવી કે મારવી એને મરે ?
લાખો જીગરમાંના નીસાસા કો કદી બૂરૂં કરે.
માટે દયાની દ્રષ્ટિથી પાળો પ્રજાને આદરે.
સંતોષ જ્યાં પ્રજામાં, આબાદી ત્યાં સવાઈ.
જ્યાં ધર્મ રાજ્ય ચાલે, ત્યાં રામની દુવાઈ—પીડો.

---

૫

તારા—દિલ મારૂં આ દીવાનું ફટકયું ફરે છે ક્યાં ક્યાં ?
જેમ જેમ લગામ ખેંચું જઇ જઇ મરે છે ક્યાં ક્યાં ?
પૂરાઇ પીંજરાંમાં હું પંખણી ખુશીથી,
તોયે પછાડી પાંખો ફોકટ ફરે છે ક્યાં ક્યાં ?
જુવાની આ મુંઝાવે, પણ સત્ય કેમ છોડું ?
તોયે હૃદય પ્રણયના પ્યાલી ભરે છે ક્યાં ક્યાં ?
ક્યાં ક્યાં જીગર ચીરાયો, ક્યાં જીંદગી સુકાયે,
જાણું ન આંખમાંનાં આંસુ ખરે છે ક્યાં ક્યાં ?

---

૬

તારા—મને વરવાની આશમાં
જોને વર પેલા સલામો ભરી રહ્યા—મને

ખીઓ—જોબનનો નવ રંગ ચડયો તને અંગ અંગે સખી
ખીલ્યું અનોપમ રૂપ મનોહર—પેલા સલામો.

તારા—મીઠાં સુણાવે ગીત ફાગણુ જો પ્રેમનાં,
શ્રૃંગારો મોકલે વસંત આ.

સખીઓ—બન્ને રસીકવર બાઈ મળ્યા તને,
ખોળે કાં કંથને ?
વરને વસંતને
ખેલાવશે તને—પેલા સલામો.

તારા—લુચ્ચો પવન મારે અંગે લપટાય છે.
ભમરો આ કંઇક કહી જાય છે.

સખીઓ—ગાંડા બન્યા છે બેઉ તારી મીઠાશમાં.
રસના ઉલ્લાસમાં,
બાહુના પાશમાં,
ખેલે વિલાસમાં—પેલા સલામો.

---

૭

વાદળી—ચાલોજી પીયા ખેલો આજ હોરી
તારી રંગ ભરી પીચકારી સોનેરી
દેહ ભીંજાય જો ગોરી ગોરી મોરી—ચાલોજી.

સુરાવ—તું વસંતની વેલડી, લ્હેરે લળી લળી જાય,
તેમ તેમ મોહન મંત્રથી, મુજ મન ઝોલાં ખાય.

વાદળી!—પીયા તારાં ઘેરાં નેનાં,
કસુંબલ ઘેર્યાં નેનાં,
ઝોકે ના જાને વ્હાલા,
રંગ ચુવે ને ભીંજાય સાડી મારી—જી પીયા એલે.

---

૮

બાદળી અને નાચનારીઓ—

ઓચીંતાં કુસુમ બાણુ મારી, ઓ પ્યારી,
રંગીલો કાન ક્યાં ગયો ?
મીઠા બોલ બોલી ફસાવી છબીલો કાન ક્યાં ગયો ?
હું ઢુંઢું અકેલી વનમાં,
અરે હાં, છુપાયો ક્યાં લાડી લો ?—ઓચીંતાં.
મટુકી લઈ હું તો ગઈતી મહી વેચવાને,
લુંટી લીધી નંદલાલે,
ભુલેલી ફસેલી થે ઘેલી છળેલી, બતાવો
રસીલો ક્યાં લાડીલો ?—ઓચીંતાં.

---

૯

સુરજમલ—મારી મેવાડ માના ઉછંગમાં
રમે વીર પ્રજા ઉછરંગમાં
ખેલે રણુ જંગે ઉમંગમાં—મારી.
ભારત ભૂમીની વિજય દાતા
દીન જનો તણી એકજ ત્રાતા
આર્ય ગૌરવની મૂર્તિ મારી માતા
પૂજુ હું પ્રેમ તરંગમાં—રમે.

---

૧૦

સુભદ્રા—કોણુ વિદેશી મારા મનમાં વસી રહ્યો ?
મોહની મુરતી જોઈ કાળજડું કોરાયું
હાયરે ન જાણું કયારે મારૂં ચીત ચોરાયું ?—કોણુ.
પ્રાણનો જીવન થયો, પણ નવ પીછાનું,
જાણું છે આકાર, પણ નામ ઠામ ન જાણું
અજાણ્યો પ્રીતમ મને બાવરી કરી રહ્યો.—કોણુ.

---

૧૧

સાખી.

સુભદ્રા—વાણી આંખને શીખવું,
અર્પું હૃદયને નેન,
અંગે અંગ હૃદય કરૂં.
પૂજું હું રતિ, મેન.
હું જે પ્રેમે વરી તમને,
તમે એમ રાખજો અમને.
હોય દોષ, મને કે કમને
ભુલી જજો હાસીને નમને—તમે.
સંગ-પ્રાણ સરખી ગણું હું પ્યારી
એથી વધુ શું બોલું ?
સુભદ્રા—બોલોજી બોલો કંઇ બોલો
પ્રેમની બોલી એ અણમોલી
પ્યારી લાગે અમને—તમે.

---

૧૨

ચંદ્રમુખી—હાય હાયરે મોટાશા શેઠ છોડી ક્યાં ચાલ્યા,
સિપાઈનીયો—કહો તો પહોંચાડું ઠેક, એકલા ક્યાં ચાલ્યા;—હાય.
મોટાશા—જાવા દીયો, કાં રોકો છો અમને, જાશું અમારે ઘેર,
સાહુકારને તમે ચોર ઠરાવ્યા, વાળું તેનું વેર;—એકલા.
ચંદ્રમુખી—સાહેબા શાણા રોકાઇ જાઓ,
મોટાશા—નહિ, બસ જઈશ હું, માથું કાં ખાઓ,
સિપાઈનીયો—સીધા સોનાપૂર સિધાવોરે;—એકલા

૧૩

હરખો—ઝાંપે તારી ઝુંપડી, ઘાયલ, ઝાંપે તારી ઝુંપડી.
આવતાં ને જાતાં જરા ધીરે (૨) નચાવજો નેણ,
નેણને નખરે મોહ્યા ચિતોડના શેઠીયા,—
હે રાંક અમારા જાતડી, ઘાયલ, રાંક અમારી જાતડી,
પાદરેથી જાતાં નદી તીરે (૨) ભેદ્યાં છે મન પ્રાણ.
આણદાન કરી પોઢ્યા, ચિતોડના શેઠીયા;—

---

૧૪

બાદલી—અબસ હયેરાન કરતેહો નીગાહોંસે નેહાં હોકર
મેરે કાલીબ મેં રેહતે હો તુમી અયે જાનેજહાં હોકર
કરો તુમ સખ્તીયાં હમપર જહાં તક અપના જી ચાહે
પડ રહેંગે તુમારે દરપે સંગે આસનાં હોકર—
તમન્ના દીલકી અયે પીરે ફલક કુછ તો નીકલને દે
અરે ઝાલીમ ન આયેંગેં યહાં હમ ફીર જવાં હોકર.

---

૧૫

તારા—પ્હેલી ચૂમીનો લેવાને લાવ

આમ થાઓ કાં ઉતાવળા ?

કોઈ દેખી જો જાય મરૂં લાજી હું હાય.

પૃથુ—મીષ્ટ હાસ્યથી બોલાવે અધર,

કેમ છેટાં રહ્યું જાય ?—પ્હેલી,

તારા—મોંઘાં નવી સ્ત્રીની પ્રીતીનાં મૂલ્ય છે,

તેમાં અમારી ચૂમી તો અમૂલ્ય છે.

પૃથુ—એકવાર કરૂં એ પાન,

જાઉં થઇ હું તુજ ગુલામ—ચૂમીનો.

---

૧૬

નાચનારીઓ—

સરકાર તારી બોલી પ્યારી લાગે મહારાજરે

સરકારરે રંગ રસીયા—સર.

ઝરમર ઝરમર મેહુલો વરસે વીજ કરે ચમકાર,

અન્દાતા તારો પચરંગ સાફો ભીંજે મેઘ ધારરે.—સરકારરે.

રૂમઝુમ રૂમઝુમ મોરલા નાચે, વાગે વીણાતાર

અન્દાતા તારી અમૃત નજરે, વરસે આનંદ ધારરે—સરકાર.

૧૭

---

સાખી.

સુભદ્રા—ભાઈ ભાગ્યની ગાડીયે, ઉદ્યમ ને અભિમાન,

જોડયા એ બે બળદીયા, નસીબ ગાડીવાન.

સુખ દુઃખે ભરી, આ મુસાફરી,

કરમે જે ઠરી કરવાની પુરી,

નહીં વધે ઘટે તેમાં જરી.

પૃથુ--જીવની શક્તિને પ્રબળ બુદ્ધિ,
કાં ગણો તમામ નકામાં ?
સુભદ્રા--નકામાં તમામ એ નકામાં, ન થાઓ બાપુ સામા.

સાખી.

જીવ ભાગ્ય ફળ ભોગવે, પૂર્વ કર્મ અનુસાર,
વાવેતર આ જનમનું બીજે જનમ ખાનાર.
ચાહે તે કરે, ને મથી મરે,
ભાવીના ફરે, કોઈ દી ખરે,
જે લખ્યા લેખ તે ઉતરે.

પૃથુ--સદ્ વિચાર, સાધન, પ્રયત્ન,
કાં ગણો તમામ નકામાં ?
સુભદ્રા—નકામાં તમામ એ નકામાં, ન થાઓ બાપુ સામા.

---

૧૮

સાખી.

પૃથુ--આ હાથને આ શરીને આ હ્રુદયને આ પ્રાણ,
તારાતણાં એ સર્વ છે એક પ્રેમ મારો જાણ.
બીજી ના નારી મન ભાવે
તારા શી વમણી અતુલ નમણી.
નજરમાં ન આવે—બીજી.
તારા છે આ દિલની રાણી
તારા પ્રાણ સમાણી.
બીજું શું સમજાવે ?--બીજી.

સાખી.

તારા--છો રત્નના પૂરા પરીક્ષક આપ ચતુર સુજાણ.
રસીયા જસ સામું જુવો હયો લાડીલાજી વ્હાણ,
જુવો તો આ નવીની ખુબી

જોબનની ભરી ચતુર સુંદરી
આતુર દીલે ઉભી—જુવો.
તારા તે શું મારી પાસે
જોશો ત્યાંજ ભુલાશે પ્રીતીમાં જશો ડૂબી—જુવો.

---

૧૯

**રાયમલ**—દૈવ થકી જે થયું નીરમીત
ગણું પુનીત મારે મન
પાળું હું પ્રાણપણે સદૈવ.—દૈવ.
જગત યંત્રને જે ચલાવે
જીવનાં પુતળાંને નચાવે
લખ ચોરાશી ફેરા ફરાવે
નમી રહું તેને સદૈવ—દૈવ.

---

૨૦

**વદ્યાધર**—હે વ્હાલાં વહેલાં આવોરે, ચકોરી ચિત્ત લાવો;
કાપ પડયો કાળ જે હોજી;
હે નહિ આવો તો, ઝુરી ઝુરી હું મરીશ;—હે
હે મોટાશાની બાયડી, ને ચિમનીયાની બ્હેન,
માશુક વિદ્યાધર તણી; હે વીતિ જાય છે રેન;—હે
હે મોટાશા મરવા પડયા, ને છોટાશા નથી ઘેર,
વિદ્યાધર આશક પડયો, હે ભેટોને આનંદ ભેર;—હે

---

૨૧

**ચિમનીયો**-સલૂણા છેડ કરો કાં મારી,
**વિદ્યાધર**-અમે તો છીએ બાલ બ્રહ્મચારી;—સલૂણા.
બ્રહ્મચારીને એક નહિ પણ, મળતી એકસો નારી,
હડફટમાં આવી તે સારી, હોય ભલેને નઠારી;—અમે

ચિમનીચો-મોટાશાની છું પરણેતર, ગણાઉં હું પરનારી,
વિદ્યાધર—બ્રહ્મચારીની બ્રહ્મદૃષ્ટિમાં, સમાન છે સહુનારી;-અમે
ચિમનીચો-પંચ અગ્નિમાં દેહ તપાવા, તપની કરો તૈયારી,
વિદ્યાધર-કામ અગ્નિથી દેહ બાળતો, ફરે સદા બ્રહ્મચારી;-અમે

---

૨૨

ચંદ્રમુખી-જા,જા, બ્રહ્મચારી, આ તારા શા હાલ છે,
વિદ્યાધર-હાય. જીવન અમારૂં કંગાલ છે;-ખ્યાલ છે;-જા.
ચિમનિચો-પાચો સંસારનો છે નર ને નારી
મોટાશા—પેદા કરે ત્યાં સડો બ્રહ્મચારી,
વિદ્યાધર—એ તો વાંઢા વંઠેલની ચાલ છે,-કમાલ છે;-જા
ચંદ્રમુખી-સુશીલ સજ્જન સાધુઓ, સંસારના રખવાળ છે,
તું સમા વાંઢા વિલાસી, કામિનીના કાળ છે;
નર, વાનર, ખર કોણુ તું. મુશ્કેલ એજ સવાલ છે;
વિદ્યાધર-કરવો ઘટે કંઈ નિકાલ આજે, કોણે દીઠી કાલ છે;-હાય.

---

૨૩

નાચનારીઓ—મહારાજ ઉઘાડો બાર, રસનાં બુંદો ઝરે.
બુંદો ઝરે ને જીુવાની ભરે
મારી છાતી નમે રસભાર—રસનાં.
નારી નાનેરી ને રાતલડી ઘેરી
શીદને લગાડો વાર—રસનાં.
શોકલડી મારી છોને બળે,
મને વ્હાલા કરો અંગીકાર.—રસનાં.

---




આ પુસ્તક જૈન એડવોકેટ પી. પ્રેસ અમદાવાદ ઘીકાંટા વાડીમાં શા. ચીમનલાલ ગોકળદાસે છાપ્યું અને તે રોયલ નાટક મંડળીના માલેકોએ ( હાલ મુ૦ અમદાવાદ ઠે૦ ઘીકાંટા માસ્તર થીએટરમાં ) થી પ્રસિદ્ધ કર્યું છે.